ઋષિરાજ મહારાજની બનાવેલી.

# બોધ ચિંતામણી.



સોલ એજન્ટઃ—

હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર.

૨૬૩૦, પાનકોર નાકા--અમદાવાદ.

ઋષિરાજ મહારાજની બનાવેલી.

# બોધ ચિંતામણી.

છાપી પ્રસિદ્ધ કરનાર.

હરિભાઈ દલપતરામ પટેલ.

ઠે. શાહાપુર—અમદાવાદ.



સોલ એજન્ટઃ—

હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર.

ઠે. પાનકોર નાકા—અમદાવાદ.

આવૃત્તિ ૬ ઠી. પ્રત ૧૦૦૦.



સંવત ૧૯૭૬ સને ૧૯૨૦



અમદાવાદ—શાહાપુર વનમાળી વાંકાની પોળમાં પ્રસિદ્ધકર્તાએ
પોતાના "અન્યોદય" પ્રીન્ટીંગ પ્રેસમાં છાપી.



કીંમત રૂ. ૦—૮—૦

# અનુક્રમણિકા.

# બોધ ચિંતામણી.

## મંગળ પદ—રાગ ધોળ.

જીરે મંગળકારી મુર્તી મોદકકેરા ભોગીરે, સિદ્ધિ બુદ્ધિ કેરા નાવલિયા; શુંઢાળા સોનાનો સુરજ ઉગિયોરે. ૧ જીરે રિદ્ધિ સિદ્ધ દાતા માતા ઉમિયા દેવીરે, આનંદ આપો મારા દેવલિયા; દુંદાળા સોનાનો સુરજ ઉગિયોરે. ચાલો ચાલો સૈયરો પ્રેમ કરીને પુજવારે, લાડકબાયો જસોદાનો જાયો લાલ. સો. જીરે સોના કેરા સિંહાસને શોભતારે, થૈયે નંદકુવરને નિરખી નિરખી ન્યાલ; સો. ૨ જીરે સોના કેરા થાળ ભરી લ્યો સામટારે, મોંઘા મોતીડાંની પશલી જોયે પાંચ. સો. જીરે આજુનાં વધામણાંમાં જે કોઇ આવેરે, તેને એકે દહાડો નાવે ઉની આંચ. સો. ૩ જીરે કેસર કંકુ ભરી છે કંકાવટીરે, ઉજળા ચોખલિયા તો ઝીણા અણીદાર. સો. જીરે ગુલાબ ગજરા તોરા રૂડા હારરે, સેજે છાબ ભરો ચંબેલી ફુલડે સાર. સો. ૪ જીરે પાણીચું શ્રીફળ ને મેવા પાનબીડાંરે, પંધા ચંબેલીને ગુલાબ અત્તર સાર. સો. જીરે મોંઘા મુલો ગુલાલ ઝીણો ઝાઝો જોઇયેરે, આંખે છાંટયો હોય તો ખટકે નહિ લગાર. સો. ૫ જીરે સાકર કેરાં સુંદર સાને સુખડાંરે, સોના કળશ ભરી લ્યો ગંગાજીનાં નીર, સો. જીરે અલબેલાને વાઘા જોઇએ ઓપતારે, રૂડો રતન જડેલો મુકુટ શોભે શિર. સો. ૬ જીરે પુજન કરીને ઉતારી છે આરતીરે, હસતે મુખે સ્હામું જોયું એવી ટેવ. સો. જીરે ગાય શીખેને મંગળ પદ સાંભળેરે, તેનો બેલી થાશે દુલ્લભ કેરો દેવ. સો. ૭

## પ્રકરણ ૧ લું.

( કાળના ભય વિષે—રાગ પરજ. )

તેં જાણ્યો છે શરીર કાઠ સાચનોરે, આ તો કાયારે કુંપો છે કાચનો રે. તેં તો૦ ટેક. તેં તો જાણી છે જવાની જશે નહિ ટળીરે, એક પળમાં અલોપ થશે વીજળીરે. તેં તો૦ ૧ તેં તો જાણ્યું છે મોજો કરીને મહાલવુંરે, જરૂર એક દિન છે ચડપ લઇને ચાલવુંરે. તેં તો૦ ૨ તું તો રીઝયો છે રૂપાળી જોઇ રાણિયોરે, એક દિને લેખમાં લખ્યાં છે મશાણિયાંરે. તેં તો૦ ૩ તેં તો જાણ્યો છે અમર ચુડો ને ચોટલોરે, એક દિન વેરાગણ થૈશ બળશે રોટલોરે, તેં તો૦ ૪ તેં તો જાણ્યું છે રસુંજો કરીશું રૂડીરે, એક દિન આકડાનાં તુર તો જશે ઉડીરે. તેં તો૦ ૫ તેં તો જાણી છે

કમાણી તારા કામનીરે, એક દિન સમરો ભુંસાંવે ચીઠી રામનીરે. તેં તો૦ ૬ છાજે કેટલા દહાડા તે વ્હેલ છાજતીરે, રૂદે શિખામણ ધરને રૂખિરાજનીરે. તેં તો૦ ૭



પ્રભુ વિના બીજી કુણ તારી બેલી છેરે, હરીને ભજે તો સુખડાંની રેલ છેરે. પ્રભુ૦ ટેક. સગાં સંબંધી મતલબ કેરાં સ્વારથીરે, નાડી તુટે ત્યારે કોઈ કોઈનું નથીરે. પ્રભુ૦ ૧ ગાડી રથડા વળિ હાથી ને ઘોડલારે, મ્હેલીને મરવું રહેવું છે દહાડા થોડલારે. પ્રભુ૦ ૨ મોટા રંગનાં ભરેલાં રૂડાં માળિયાંરે, એક દિન સુવું છે મશાણમાં અકાળીયાંરે. પ્રભુ૦ ૩ ઘણા દેશોમાં હુકમ જેના ગાજીયારે, રૂડા એવાના પિટાઈ ગયા રાજીયારે. પ્રભુ૦ ૪ ભણ્યા ગણ્યા મરી ગયા કેક ભોગિયારે, રામના શરણ વિના ભવોભવ રોગિયારે. પ્રભુ૦ ૫ ડાહ્યા ડાહ્યા જે નર વખણાતા દેશમાંરે, પ્રભુને ભજ્યા વિના પેઠા વ્યંતર વેશમાંરે. પ્રભુ૦ ૬ કાયા કોમળી આ તો અગન કેરા કાજનીરે, રૂદે શિખામણ ધરને રૂખિરાજનીરે. પ્રભુ૦ ૭



તારા મનમાં જાણે છે મરવું નથીરે, જેવું પીંપળાના પાનને ખરવું નથીરે, તારા૦ ટેક. જોને તારા જોતાં જોતાં કંઈક જતા રહ્યારે, અમીર કેટલાક ઉદય થૈ ઉડી ગયારે. તારા૦ ૧ જોને માનવી અમુલ્ય કેક મરી ગયારે, તેમાં હું પદ ખોયાણું તે તરી ગયારે, તારા૦ ૨ જોને વીરહાક કેક દેતા વ્હારમાંરે, એવા બહાદુરોનાં વીતી ગયાં બારમાંરે. તારા૦ ૩ જોને જે ઠેકાણે ઘાલી મોડ ઘાટડીરે, એક દિન એ ઠેકાણે તાણી બાંધે ઠાઠડીરે, તારા૦ ૪ જોને જે જગાએ વાજાં રૂડાં વાજીયાંરે, એક દિન એ જગાએ લેવાનાં છે છાજીયાંરે. તારા૦ ૫ જોને જે નરોની વહેંચાણી વધામણીરે, એની કાળોતરીયો લખાણી અળખામણીરે. તારા૦ ૬ બારે માસ કાળ ચોટય મારે બાજનીરે, રૂદે શિખામણ ધરને રૂખિરાજનીરે. તારા૦ ૭



જોને જાગીને મરણની માથે ઘાતછેરે, વરતી જાણે તો નરતન વડી વાતછેરે. જોને૦ ટેક૦ નામ રૂપ તણો એક દિવસ નાશ છેરે, આતો ઉગરવાની જગમાં જુઠી આશ છેરે. જોને૦ ૧ પાંચ દિવસનો પરૂણો તુંતો આણીયારે, જીતી ગયા જેણે જગનો જીવન જાણીયારે. જોને૦ ૨ ચાર ઘડીનું ચોઘડીયું આતો ઉલશેરે, જીવના ધારેલા વિચાર બધા ઝુલશેરે. જોને૦ ૩ ફેર કરીને રહેવું છે કાળ કેટલારે, જરૂર જવાના જનમીયા છે જેટલારે. જોને૦ ૪ અરે આથી શું ફુલે છે ભુંડા આવડોરે, તારા આયુનો ઉકળે છે તાવડોરે. જોને૦ ૫ ઘડી ઘડીયે આવરદા ઘટી જાય છેરે,

એક દીન એમાંથી મોતનો ઉપાય છેરે. જોને૦ ૬ સોબત કરી લે તું સં-તના સમાજનીરે, રૂદે શિખામણ ધરને રૂષિરાજનીરે. જોને૦ ૭

( પદ રાગ ગરબી—ભુંડું થવા વિષે. )

પુન્ય મારગમાં કોડી ન પાલવેરે, આડા મારગમાં વાવરે અજાણ; ભુંડું થવાનો ડોળ સંતો ભાળજ્યોરે. ટેક. ઉપજ ઓછી ને ખરચ ઘણું આદરેરે, વ્યસન ઝાઝાં ને વહેમનો વેચાણ. ભુંડું. ૧ જુઠ સાથે જડેલ જેનો જીવડોરે, કુડી સાહેદી પુર્યાના કોઠ; ભુંડું. દીનોનાથ રૂઠ્યા ત્યારે ઘાલ્યાં ડાકલાંરે, ધણીધણિયાણી ધુણે જોડાજોડ. ભુંડું. ૨ દોરા ચીઠી-ચોમાં નિત્ય વરે દોકડારે, બાધા આડીયો ચાલતી સદાય; ભુંડું. આખા ઘરનાં માણસ થયાં આળસુરે, કોઇ ઉદ્યમને વાયરે ન જાય. ભુંડું. ૩ ખાવા સર્વેને જોઇયે સારૂં સુતરૂરે, આવે ભાણામાં બ્હીતું બ્હીતું અન્ન; ભુંડું. છતે છાણે ઉજેરા જેવું આંગણુંરે, છતે પાણીએ ઢેડ જેવું તન્ન; ભુંડું. ૪ વાટે ઘાટે આંગણે બળે એતરેરે, પડ્યું પાડોશીનું ચોરવાનો ચાલ; ભુંડું. નિત્ય ઘરમાં કંકાસ થાય કારમોરે, લેછે તાળિયો ને લોક જુવે તાલ. ભુંડું. ૫ દેવું કરતાં ન ડરે જગ દીલડુંરે, લેત દેત મરો દાઢી-યાનાં દાણ; ભુંડું. હરી અર્થે તો હાથ લાગે ધ્રુજવારે, ઠઠ્ઠા બાજીઓમાં લાડુવાનાં લ્હાણ. ભુંડું. ૬ ચોરી ચાડી કુકર્મની ચિંતા નહિરે, મહેનત મજુરીમાં લાખ ગણી લાજ; ભુંડું. શીખ સારી નઠોરને તો ના ગમેરે. રૂડું સર્વેને ચ્હાય રૂષિરાજ. ભુંડું. ૭



( રૂડું થવા વિષે. )

પાપ મારગમાં કોડી ન પાલવેરે, પરમારથમાં પુરણ પ્રેમ; વેળા વળવાની સુણો કોઇ વારતારે. ટેક. ઉપજ હોય એથી ખરચ ઓછું આદરેરે, વ્યસન અન્ન વિના નહીં નહીં કાંઇ વ્હેમ. વેળા. ૧ સત્ય સાથે જડેલ જેનો જીવડોરે, પવિત્રાઈ પુરી ઉજળો આચાર; વેળા. દોરા ચીઠી-ઓમાં વરે નહીં દોકડોરે, નવ દેખે દેવાળાનું દ્વાર. વેળા. ૨ આખા ઘરનાં માણસ થયાં ઉદ્યમીરે, કોઈ આળસને વાયરે ન જાય; વેળા. રૂડું દીસે રળીયામણું આંગણુંરે, અધીકાર જેવો આવકાર થાય. વેળા. ૩ આખા ઘરનાં માણસ એક સંપનારે, ખરા ખોટાને ઓળખે ખચીત; વેળા. સાચા સંતોની નિત્ય જેને સંગતીરે, ચોર કામમાં કોઇનું ન ચિત્ત. વેળા. ૪ દેવું કરતાં દુભાય ખુબ દીલડુંરે, દુધે ધોયેલા આપવા છે દામ; વેળા. હરી અર્થે તો ખરચ કરે હર્ખમાંરે, બુડયા ખાતે ન વાવરે બદામ. વેળા.

૫ કર કાછડીને જીભ કબજે કર્યાંરે, જુઠી દાનતો થાય નહીં ભાવ; વેળા. પ્રભુ દયા કરી પડે જેને પાંસરારે, એજ રેખેથી સુધરે સ્વભાવ. વેળા. ૬ આપી વાત માને એનું નામ માનવીરે, લુંડ લવરીમાં લાખ ગણી લાજ; વેળા. શીખ સારી નઠોરને તો ના ગમેરે, રૂડું સર્વેનું ચ્હાય રૂપિરાજ. વેળા. ૭

( નરકના અધિકારી વિષે. )

વેદ મરજાદા જેણે મ્હેલી વેગળીરે, મીઠીવાણી ને પેટમાંતો પાપ. એતો જમનાં ઘરાક સંતો જાણજોરે. ટેક. કામ જોતાં શરદનાં કુતરાંરે, ક્રોધ જોતાં છંછેડેલો સાપ. એતો. ૧ લોભ કાઝો ને લાંચ કેરા લાલચુરે, દુષ્ટ બુદ્ધિવાળા દારૂના પિનાર; એતો. જીવહત્યા કરનાર વેણુ જુઠડાંરે, ગાંજાખોર ચોરી અફીણના યાર. એતો. ૨ દયાહીન નવ વાત્રરે દર્સુદનેરે, દગાખોર તથા નાત તોડનાર; એતો, રૂડું પરનું દેખીને ખુણે જઈ રૂવેરે, પશુ પંખીયાંની આંખ ફોડનાર. એતો. ૩ જુઠું કલંક ચઢાવે જાણી જોઇનેરે, જુઠી સાહેદી પુર્યાનું જેને જોર; એતો. ચારય પાણીથી ચાકરી બને નહીરે, નાણે નિસાસા બારણામાં ઢોર. એતો. ૪ કરી જાણે નહિ શુભ ખટ કર્મનેરે, હાર ઓઢવામાં ખૂબ હુંશિયાર; એતો. જેને માલમ મળે નહિ મોક્ષનીરે, કુંકે ચલઅને કાન કુંકનાર. એતો. ૫ ધન હરવામાં બારે માસ ધાંખનારે, એતા મુંડવામાં લાખગણું ચિત્ત; એતો. લુણહરામી લબાડ સુવા લાગનારે, રૂડી ગમે જેને અસુરોની રીત. એતો. ૬ ઘાત કરી જાણે વિશ્વાસઘાતનીરે, કરે ધુળધાણી રંક કેરૂ કાજ; એતો શીખ સારી નઠોરને તો ના ગમેરે, રૂડું સર્વેનું ચ્હાય રૂપિરાજ. એતો. ૭

( પદ રાગ લાવણી—જમના ઝપાટા વિષે. )

જમ દે નિત્ય ઝપાટારે, કોઇ ચેતનહારા ચેતો; જમ દે નિત્ય ઝપાટારે. ટેક. ઠીઠી ઠીઠી દાંત કરો શું, પળમાં બગડે પીઠી; દીઠી દીઠી ઘણાંની બગડી, ચડપ આવી ગઇ ચીઠી. જ. માતપિતા જાણે સુત મારો, થાય દિન દિન મોટો; મોત નજીક આવે છે એક દિન, ખેલ થશે ભાઇ ખોટો. જ. બંધવ જાણે બંધવ મારો, જીવો જુગોજુગ જોડી; કાળ અચાનક આવી પકડશે, તરત નાખશે તોડી. જ. નારી જાણે મુજ નાવલીયો, અમર તપો અવિનાશી; એક દિન ઝટીયાં ઝડપ ઉતરશે, કરશે કાળ ઉદાશી. જ. સોળ અંગ શણગાર સજીને, ભોબડશાં શું રીઝો; એક દિન લાલ વેરાગણ બનવું, વેશ બદલવો બીજો. જ. દર્પણ લેઈ શું મુખડું દેખો, સમજો જનની શેહેમાં; એક દિન કરશે કાગ કોળાહળ, ચડપ સુ-

વારે ચેહેમાં. જ. દારા પુત્ર પરિવાર તજીને, જાવું મિલકત મેલી; રૂપિરાજ રઘુનાથ વિના નથી, કોઇ બરાબર બેલી. જ.

જબરો કાળ ઝપાટોરે, માથે મરણ બીક છે મોટી; જ. ટેક. જંતર જાણો મંતર જાણો, તંતર જાણો ટાળા; મોત બડો મરદાન મરદ જ્યાં, ધ્રુજી પડે ધારાળા. જ. વૈદ બોલાવો સૈયદ બોલાવો, કરો ઉકાળો કૂટી; ખુટી તેતો જરૂરજ ખુટી, ખુટીની નહીં બુટી. જ. ભોંયરૂં ખોદો શીખો સરોદો, તત્વ વિચારો તાજાં; નાડી ભેદમાં દહાડી રમો પણ, વળશે ઉંધાં વાજાં. જ. જોષ જુઓ નિર્દોષ ભણીને, કોશ શુકન ના કાઢો; જમકિંકરનો અજબ ઝપાટો, ગજબ કરી દે ગાઢો, જ. વેશ ઉતારો કેશ ઉતારો, દેશ ઉતારો દુજે; પકડે આવી મોત પલકમાં, જીવલડો શું ઝુજે. જ. રોટી બદલો ચોટી બદલો, લોટી બદલો લાખો; દરદ મરદ ને ગરદ કરી દે, મોત મરદ છે આખો. જ. ધરસ ધરો અધરસને મેલી, ખાંતેથી લ્યો ખેલી; રૂપિરાજ રઘુનાથ વિના નથી, કોઇ બરાબર બેલી. જ.

નિશ્ચે રહેવું નથીરે, માથે મોત ઝપાટો મારે. નિ. ટેક. ફાલ્યા ફુલ્યા શુંરે ફરો છો, જુઓ વિચારી જગમાં; વણસતાં કાંઈ વાર ન લાગે, રોગ ભર્યો રગરગમાં. નિ. હાડ ભરો ધન માટ ભરો મન ઘાટ કરો ભલે મોટા; પાટ ઠાઠ સહુ ઘાટ આટ પળ પાણી તણા પરપોટા. નિ. ઝગ ઝગ ઝગ મેવાડી મોળિયાં, ઝગ ઝગ દીપે ડગલા; લાકડાંની ચેહો લાગી ત્યારે, થયા ધુળના ઢગલા. નિ. ડહાપણ ડાહ્યા કોમળ કાયા ઉડયા પલકમાં એતો; કેડા મહોરે વાર નથી કાંઇ, ચુપ કરીને ચેતો. નિ. કાશીવાસી અતિ ઉદાશી, જંગલવાસી જોગી; કાળ ઝપટમાં ચપટ થયા કંઈ, ભાતભાતના ભોગી. નિ. મીઠી વાણી પુરા પુરાણી, જાણી વાતો ઝાઝી; કાળ કોળિયો કરી ગયો કુણ કિતાબવાળા કાઝી. નિ. સગાં સંબંધી રૂવે સ્વારથે, વિનતા રૂવે વરેલી; રૂપિરાજ રઘુનાથ વિના નથી, કોઇ બરાબર બેલી. નિ.

પકડે કાળ પલકમાંરે, કાંઈ અજબ ઝપાટો આતો. પકડે ટેક. જીવ વિચારે અભયદાન દઈ, મેદાન કરીને મહાલું; કાળ વિચારે ખેદાન કરવો, યોગ મળે તો ઝાલું. પકડે. ગડ્ ગડ્ ગડ્ ગડ્ નોબત ગાજે, જબરૂં લશ્કર જાતું; કાળ હસે છે ખડ્ ખડ્ ખડ્ કોઇ, સાળો મ્હારૂં ભાતું. પકડે. ઘોડો નાચે વરઘોડામાં, ઝગઝગ ઝળકે ઝુલ્યો; જોડે જોને જમડા નાચે, લાડકડા શું ફુલ્યો. પકડે. નારી સારી ઘરસૂત્ર પુત્ર જોઇ, જીવાડો સારૂં જાણે; કાળ

વિચારે ફ્રુસળ કરવા. ત્રાસ પડાવું થાશે. પકડે. જમાદાર સરદાર ત્યાર ત્યાંહાં, છડીદાર નિત્ય બોલે; અમલદાર બળદાર કાળ તો, ગણે તરખલા તોલે. પકડે. રોબક શીઝે નંગ રંગ જોઈ, અંગ બરાબર ઓપે; ખલક મલક કુરબાન કરી દે, કાળ પલક જો કોપે. પકડે. દેહ આળ પંપાળ ખ્યાલ છે, શીખામણ આ છેલ્લી; રૂષિરાજ રઘુનાથ વિના નથી, કોઇ બરાબર બેલી. પકડે.

( પાપી માણસને ઠપકો-રાગ ધોળ. )

થોડો ફાટી જા કુણ છે થોરીરે, પ્રાણિયા પાપીરે, પ્રભુ જાણે છે ચિત્તની ચોરીરે, પ્રાણિઆ પાપીરે. ૧ કાંક તારાથી પુન્યવાન પાડોરે; પ્રાણિયા૦ તેં તો વાળી નાંખ્યો આંક આડોરે, પ્રા. શ્વાન તારાથી બાપડાં સારાંરે; પ્રા. તુચ્છ તેનાથી કર્મ છે તારાંરે. પ્રા. કુળ ઊંચું ને કામ તારાં કાળાંરે; પ્રા. હૈયે વાસ્યાં છે ટંકશાળી તાળાંરે, પ્રા. ૪ રૂદે રોશન વાળે ને વેણુ રૂડાંરે; પ્રા. શેઠ ભોળા ને કાટલાં કુડાંરે. પ્રા. ૫ પશુ પાડમાં મનુષ્ય દેહ પામીરે; પ્રા૦ ખરેખાત એક પુંછડાની ખામીરે, પ્રા. ૬ તારાં લક્ષણ કહેતાં મરૂં લાજીરે; પ્રા. રૂષિરાજ રામ કેમ થાય રાજીરે, પ્રા. ૭

( અજ્ઞાની ભેખધારીઓને ધિક્કાર. )

તારા ભેખમાં શો ભદ્રક ભાળુંરે, જીવડા જીઠારે; તારૂં અંતર તો બાસના વાળુંરે, જીવડા. ૧ નથી નાક તણી દાંડી સ્હામાં નેણાંરે; જીવડા. નથી વ્હાલાં વેરાગનાં વેણાંરે, જીવડા. ૨ નથી રસનાનો સ્વાદ તેં તો રોકયોરે; જીવડા. માલ મફતનો ખાઈ પંડ પોખ્યોરે, જીવડા. ૩ નથી શંકર કે રામ લીધા સાધીરે; જીવડા. આતો આદરી છે ઉલટી ઉપાધીરે, જીવડા. ૪ દામ જંખવામાં જાય તારા દહાડારે; જીવડા. તારા અંતરમાં ઘાટ થાય આડારે, જીવડા. ૫ ટેવ ભુંડી ને તાણીયાં ટીલાંરે; જીવડા. ઢોર ભડકે ને ભોળવાય ભીલાંરે. ૬ તારૂં મન ભણે હીણી વાતે હાજીરે; જીવડા. રૂષિરાજ રામ કેમ થાય રાજીરે, જીવડા. ૭

( અજ્ઞાની પુરાણીઓને ધિક્કાર. )

તું તો ભણતરની જાળમાં ભૂલ્યોરે, ચાવળા ચહાવારે. વિષય વન-માંહે માનમાં ફુલ્યોરે, ચા૦ ૧ શોક આગમાં શુભ કર્મ શેકયાંરે; ચા૦ દોષ દીપડાં નજીક તેં ન દેખ્યાંરે, ચા૦ ૨ ધર્મદેશ ભૂલ્યો થયું ધુળધાણીરે; ચા૦ પીવા દોડે છે ઝાંઝુવાનાં પાણીરે, ચા૦ ૩ પેટ ભરવાનાં સંગ છે થોથાંરે; ચા૦ ગજબ ગુફામાં ખૂબ ખાય ગોથાંરે, ચા૦ ૪ લોભ ડુંગરીયે

ચઢીને લુંટાણોરે; ચા૦ તોએ સમજે છે ભાગ્યશાળી શાણોરે, ચા૦ ૫ કાંટા કુટુંબના ભયોભક્ષ્ય ભાગેરે; ચા૦ પૂણ પથ્થરા તો માન તણા વાગેરે, ચા૦ ૬ જાણી બુઝીને જક્ક કરે ઝાઝીરે; ચા૦ રૂપિરાજ રામ કેમ થાય રાજીરે, ચા૦ ૭

( અજ્ઞાની માણસોને જ્ઞાન થવાના સાધન વિષે. )

લાખ વાતોની એક વાત લેજો, શીખામણ છેલીરે; દયા રાખીને અન્નદાન દેજો, શીખામણ. ૧ પરધન સાપ પથરો પ્રમાણો; શીખામણ. પરનાર જનેતા જાણો, શીખામણ. ૨ જાુઠ સાથે જરૂર વેર બાંધો: શીખામણ. સાસ ઉસાસે રામતાર સાંધો, શીખામણ. ૩ ગુણ ગોવિંદના આનંદભર ગાવો; શીખામણ. કામ ક્રોધ લોભ સંગે બાંધો દાવો, શીખામણ. ૪ પોતપોતાનો ધર્મ સર્વ પાળો; શીખામણ. એમાં અવળું દેખાય તેને ટાળો, શીખામણ. ૫ શિવ વિષ્ણુનું એક નામ સાચું; શીખામણ. બીજું બાતલ કરોડ કામ કાચું, શીખામણ. ૬ જ્ઞાન મેળવવા સાંભળો ગિતાજી; શીખામણ. રૂપિરાજ રામ એમ થાય રાજી, શી૦ ૭

( પામરને વિષયી થવાના બોધ વિષે—પદ રાગ ગરબી. )

માયા મોહનની નારીરે, અક્કલ ગઈ કયાં ઉડી; મૂરખ તો કહે છે મારીરે, અક્કલ. ૧ નંદરાયનું કયાં ગયું નાણુંરે; અક્કલ. તન છુટયું આવે ટાણુંરે, અક્કલ. ૨ રાવણની કયાં ગઈ રિદ્ધિરે; અક્કલ. લંગુરીયે લુંટી લીધીરે, અક્કલ. ૩ માખ્યો જાણે મધ મારૂંરે; અક્કલ. જશે પ્રાણ સહિત પરભાર્યુંરે, અક્કલ. ૪ ખર ગુંણ ઉપાડે ખાસીરે; અક્કલ. જમનારા બેઠા કાશીરે, અક્કલ. ૫ ઉંદર દર ગોડે આપેરે; અક્કલ. માંહી વાસ પૂર્યો જઈ સાપેરે, અક્કલ. ૬ દમડા મારા નવ દાખેરે; અક્કલ. રૂપિરાજની શીક્ષા રાખેરે, અક્કલ. ૭

ખરની પેઠે પોતે ખાધુંરે, ખુટલને ધન શા ખપનું; બાંડે કુળ બોળ્યું બાધુંરે, ખુટલ. ૧ પરમારથમાં નવ પેઠોરે; ખુટલ. બગ ધ્યાન ધરીને બેઠોરે, ખુટલ. ૨ મીયાં કણ ચોરે મુંઠેરે; ખુટલ. પછે અલ્લા ચોરે ઊંટેરે, ખુટલ. ૩ કીડી કણ સંચય કરશેરે; ખુટલ. ચટ તેતર તે કણ ચરશેરે; ખુટલ. ૪ અક્કરમીએ આંખ્યો ઊંજીરે; ખુટલ. પારકા ભોગવશે પુંજીરે, ખુટલ. ૫ પશુ પંખી પેટ ભરે છેરે; ખુટલ. એમ ઢોઠનું પેટ ઠરે છેરે, ખુટલ. ૬ ચિત્ત માંહી દયારસ ચાખેરે; ખુટલ, રૂપિરાજની શિક્ષા રાખેરે, ખુટલ. ૭

હથિયાર કાયરના કરમાંરે, પામરને ધન એ પેરે; જીવ નરકે જાશે જરમાંરે, પામર. ૧ રવિ તેજ ઘુવડને રગડેરે; પામર. બહુ ભણતરથી ખર બગડેરે, પામર. ૨ મેવાથી માંહો મરશેરે; પામર. વ્યંડળની પરતે વરશેરે, પામર. ૩ અસવારી કરશે અંધારે; પામર. હતો ધૂળ મળ્યાનો ધંધોરે, પામર. ૪ અણભણ પુસ્તક લઈ લવશેરે; પામર. નકટીને વાળી લજવેરે. પામર. ૫ શાણો સિંહ પાંજરે પેસેરે: પામર. ખર સાકરથી દુઃખ સેહશેરે, પામર. ૬ રૂષિરાજ શીખામણ રૂડીરે; પામર. દુરિજનીયાં કહે છે કૂડીરે, પામર. ૭

( પદ રાગ ગરબી. )

ચાકરી ચાકરી ચાકરીરે, કરી લેને પ્રભુજીની ચાકરી; જીવ્યાના ભરૂંસા જુઠા કરીરે; કરી લેને; ટેક. દીધો મનુષ્યનો દેહ તને દુર્લભ, કમળાના સ્વામીયે કૃપા કરીરે. કરી લેને. હોઝાની ચાકરીમાં ગુણ ઉપાડતો, કંઈકવાર વહેવા તું કાંકરીરે. કરી લેને. ૨ માંકડું થયો ત્યારે ગોડીયાને માટે, ઘેર ઘેર ભીખતો ભાખરીરે. કરી લેને. ૩ વાદીની ચાકરીમાં ઘંટીઓ વહેતો, એ તો પીડા અતિ આકરીરે કરી લેને. ૪ લુંડો થયો ત્યારે લેંટાળાં છોકરાં, ખોળામાં તેડતો ખમા કરીરે. કરી લેને. ૫ વેઠીયાના ભવમાં પેટને વરાણીયે, ઉથાર્‍યા પથરા ઊંચા કરીરે. કરી લેને. ૬ વરી લેને હવે વીરનો વાલ્યમો, સાધુ સંગતે સમતા કરીરે. કરી લેને. ૭

નાવડી નાવડી નાવડીરે, તને હરી ભજ્યાની રીત નાવડી; એળે ઉમ્મર ખોઇ આવડીરે, તને હરી ભજ્યાની. ટેક. ઘોઝારા કયમ તું તો સુવો નહિ ગર્ભમાંરે, ભારે મારી ભુંડા માવડીરે. તને હરી. ૧ પૂજ્યાં નહિ તેં તો પ્રેમથી પાપીયારે, ગંગા ગોદાવરી કે આવડીરે. તને હરી. ૨ કહોને ભજન વિના કાયા શા કામનીરે, વારી વિના જેવી વાવડીરે; તને હરી. ૩ રામના નામ વિના જીભડી રોચુવારે, ફાઓ ફાઓ કરે જેવી ફાવડીરે. તને હરી. ૪ હાથે કીધા વિના સાથે નહિ આવશે, તાવેતો ત્રાંબડી કે તાવડીરે. તને હરી. ૫ શીશે તો મ્હોંત ફ્રરે જેવો સિંચાણોરે, લેછે ઝડપમાં વાવડીરે. તને હરી. ૬ રૂદિયા મધ્યે વાણિ વીરની રાખજેરે વિચારી આજ વાતો વહીરે. તને હરી. ૭

પ્રાણિયા પ્રાણિયા પ્રાણિયારે, ભજી લેને પ્રભુજીને પ્રાણિયા; આવશે જમ ઉઘરાણીરે. ભજી લેને. ટેક. નાત ને જાત કાંઇ જમ નથી જોતારે, કુણ વાઘરી ને કુણ વાણિયારે. ભજી લેને. ૧ અમરપટો નથી લાવ્યા

એકેરે, બાવા બાણુ કે બ્રાહ્મણિયારે. ભજી લેને. ૨ હજી લગી ડર ન વસ્યો હૈયેરે, ભંડાર્યા ભુઈમાં ભાંણિયારે. ભજી લેને. ૩ ઉડી ગઇ કંઈક રાખ થઇ અબળારે, મોટા ઊપાડતી માંણિયારે. ભજી લેને. ૪ જતા રહ્યા તારી નજરો આગળરે, પાખરે તોરી પલાણિયારે. ભજી લેને. ૫ સોડયો તાણી કંઇક ભુંઈમાં સૂતારે, પીરાંની પાગથી પઠાણિયારે. ભજી લેને. ૬ ખાધા વીર કહે છે કેટલાકરે, કાજી પંડિત ને પુરાણિયારે. ભજી લેને. ૭

જાળવી જાળવી જાળવીરે, નવ જાણી જવાની જાળવી; પ્રભુની રીત મ્હેલી પાળવીરે. નવ જાણી. ટેક. ધર્યો નહિ કદિ ધર્મમાં ઢુકડોરે, ચોરીની પંચાત ચાળવીરે. નવ જાણી. ૧ ગપ્પાં સુણ્યા વિના થઈ ગયો ગાભરોરે, સૂતર વિના જેવો આળવીરે. નવ જાણી. ૨ નવરાઈ મળી ત્યારે પારકી નિંદારે, ફરીને ઘેર ઘેર ફાળવીરે. નવ જાણી. ૩ પોતાનું મેળવેલું ભોગવશે પારકારે, મક્કે લુંટાય જેવા માળવીરે. નવ જાણી. ૪ પરમારથમાં કોડી ન પાલવેરે, વાસીદે પાયલી વાળવીરે. નવ જાણી. ૫ હરીનું નામ તજી હાંસિમાં હુંશિયારરે, બોલી ઘટે તે તારી બાળવીરે. નવજાણી. ૬ શીસે ભરાણા વીર કહે રામજીરે, ભાલાળા જમ મેલ્યા ભાળવીરે. ૭

( પદ રાગ ઠુમરી. )

જુઠું જુઠું જીવીત ખરૂં જાણ્યમાંરે, જુઠું જુઠું. ટેક. જુઠી જનની જુઠી જાયા, જુઠી મોહ ભરેલી માયા, કાચ કુંપો છે [illegible] મમતા તાણ્યમાંરે. જુઠું જુઠું. ૧ સદાય તે છત કોની છાજી, તે દેખી શું થઇએ રાજી; આતશબાજી આશા લાંબી આણ્યમાંરે. જુઠું જુઠું. ૨ ગગને જામ્યો વાદળ ગોટો, પાણીમાં પ્રગટયો પરપોટો; ખેલ બધો એમ ખોટો મુરખા માણ્યમાંરે. જુઠું જુઠું. ૩ ધીરજ રાખી મનમાં ધારે, ભ્રષ્ટપણું છે તનમાં ભારે; નરક ભર્યું નવ દ્વારે વપુ વખાણ્યમાંરે. જુઠું જુઠું. ૪ ફેલ કરીને ફોગટ ફટકયો, ઇશ્વરને ચરણે નવ અટકયો; ભેદ વિના તું ભટકયો ચારે ખાણમાંરે. જુઠું જુઠું. ૫ પરખી લેને પુરૂષ પુરાણી, જગમાંથી ગુણ જોને જાણી; પૃથ્વીમાં જેમ પાણી ઠરે નિચાણમાંરે. જુઠું જુઠું. ૬ જાચે તો જગજીવન જાચે, નાચે તો હરી આગળ નાચે; રૂષિરાજ કહે રાચે સંત સવાણ્યમાંરે. જુઠું જુઠું. ૭

ગોવિંદ જાણ્યા વિના તેં વરસાં ગાળિયાંરે, ગોવિંદ. ટેક. ગળે પાસ બાંધી જમ ગ્રહશે, કાપો કાપો મુખથી કહેશે; રંગ ભરેલાં રહેશે મંદિર માળિયાંરે. ગોવિંદ. ૧ શૂરો પૂરો શૂરાપાને, કૃષ્ણ કથા નવ ગોઠે કાને; ભજની જન ભગતાંને ખળ તેં ખાળિયાંરે. ગોવિંદ. ૨ હૈયામાં નવ ધર્યાં

હરિને, લુંડાઇ વ્હોરી જહાજ ભરીને; દયા વિના તેં દાન કરીને બાળિયારે. ગોવિંદ. ૩ અડબંગાઈમાં ઊંમર આખી તરતન ચિંતામણી ખોઈ નાખી; રૂદિયા મધ્યે રાખી તીખી પાળિયારે. ગોવિંદ. ૪ ધર્મરાજની આગળ ધરશે, ત્યાંહાં તારાં ગાતર થરથરશે; ક્રોધી જમડા કરશે અરે ઈટાળિયારે. ગોવિંદ. ૫ મરણ ઘાત તો નહિ મટવાની, જાગી જો નથી વાર જવાની; સાથે નાવે વાલ દાવાની વાળિયારે. ગોવિંદ. ૬ વસ્ત્ર આભુષણ લુંટી લેશે, બહાર જઇને બાળી દેશે; રૂપિરાજ કહે ડાટયાં રહેશે રાળિયારે. ગોવિંદ. ૭

---

રટવા રટવા આવ્યો છે તું તો રામનેરે, રટવા રટવા. ટેક. બીજાનું સુખ જોઇને બળમાં, વેર વગરની વાટે વળમાં ચિત્ત વિષે તું ચળમાં દેખી દામનેરે. રટવા રટવા. ૧ પંચ વિષય લાગ્યાતા પ્યારા, જતા રહ્યા કોટી જનમારા; તું સમજીને કરી લે તારા કામનેરે. રટવા રટવા. ૨ કેક જનમ તેં કેરજ કરીયા; દેખ્યા તેથી દુઃખના દરિયા; આ ભવમાં સુખ ભરિયા સેવે શ્યામનેરે. રટવા રટવા. ૩ અરે હવે નવ અખજ ઉથામે, શરણાં રાખી ઈરખા જામે; પૂરણ આનંદ પામે વૈકુંઠ ધામનેરે. રટવા રટવા. ૪ કાળ ગણે નહિ ક્રોડપતિને, જોશી ડોશી વૈદ જતીને, શંખણી અને સતિ ને હુકમી હજામનેરે. રટવા રટવા. ૫ ચાર ઘડી કેરૂં ચોઘડીયું, નર તન વણસમજ્યેથી નડીયું; પડશે કે તન પડીયું જા પૂછ ગામનેરે. રટવા રટવા. ૬ રૂપિરાજ વાણી કહે વહાલી, ચેત અરે જાવું છે ચાલી; ખોઇશમાં તું ખાલી આઠે જામનેરે. રટવા રટવા. ૭

---

લાગી લાગી હરકતો લોકાં રાજનીરે; લાગી લાગી. ટેક. એ માટે વિસર્યા અવિનાશી, વિશ્વંભર વૈકુંઠના વાસી; ખબર જુવે છે ખાસી, હજી આજનીરે. લાગી લાગી. ૧ ભરમાઇશમાં દોલત ભાળી, રૂપા કેરી ખાટચ રૂપાળી: ચાલ તણી નથી ચાળી, તારા કાજનીરે. લાગી લાગી. ૨ કાયા માયા કાચી કેવી, દેવ દહિત નવ રાખે દેવી; ઝુંપડી સળગી જેવી, શુની છાજનીરે. લાગી લાગી. ૩ લાખો જનમ ધરીને લોટચો, દીઠી હતી ત્યાં મ્હોટે દોટચો, ચકલાં ઉપર ચોટચો, જેવી બાજનીરે. લાગી લાગી. ૪ આવ્યો તો તું લાભજ લેવા, દામ કર્યા તેં ઉલટા દેવા; સદાય કરજે સેવા, સંત સમાજનીરે. લાગી લાગી. ૫ સંતપુરૂષના શબ્દ સહે નહિ, દોષ ભીતરના તેથી દહે નહિ; રોકી ગંધ રહે નહિ, જેવી પ્યાજનીરે. લાગી લાગી. ૬ અંત સમે જમડા આવી લે, રહેવું પડશે વદને વીહિલે, શીખામણ સમજી લે રૂપિરાજનીરે. લાગી લાગી. ૭

---

( પદ–રાગ ઠુમરી. )

સીતારામ સગા છે સમજરે, સમજરે સમજરે; હો સીતારામ. ટેક. અંત સમે કાંઈ કામ ન આવે, ઘોડા ગાડી અને ગજરે. હો સીતારામ. ૧ આળસ મ્હેલીને જાગ્ય અજ્ઞાની, સતસંગમાં જવા સજરે. હો સીતારામ. ૨ શ્રી ઘનશ્યામ સદા સુખદાયક, અગમ અગોચર અજરે. હો સીતારામ. ૩ મહાવ મળ્યા વિના મનુષ્યા જનમની, મહેનત ન આવે મજરે. હો સીતારામ. ૪ અંતરમાં ધરી લેને અરે તું, સદગુરૂ જ્ઞાન સૂરજરે. હો સીતારામ. ૫ રૂદિયા મધ્યે દાસ વીરનો વાલ્યમ, ભરપૂર વસીયો છે ભજરે. હો સીતારામ. ૭

તેં તો દેહ ધરી છે નર તરવા, તરવા તરવારે; તેં તો દેહ ધરી છે નર તરવા. ટેક. માન કહ્યું હવે તો નવ માંડે, ભાર ઝાઝો શિર ભરવારે. તેં તો. ૧ મૂઢપણું મૂકીને કરય મહેનત, ધ્યાન પ્રભુજીનું ધરવારે. તેં તો. ૨ મ્હોતની આગળ આ જગમાંહી, એકે ન પામે ઉગરવારે. તેં તો. ૩ તત્પર થા અરે આળસ તજીને, હરકત ભવ તણી હરવારે. તેં તો. ૪ જમતી જમાની કરીનેરે જીવડા, આવ્યો છે ભક્તિ આદરવારે. તેં તો. ૫ મ્હોત ફરે તારા શિર પર મૂરખ, દિલડામાં લાગજે ડરવારે. તેં તો. ૬ રાખી પતીજ દાસ વીરનો વાલ્યમ, શ્વાસ ઉસાસે સમરવારે. તેં તો. ૭

ભવ માંહી ભજન વિના ભટકે, ભટકે ભટકે ભટકેરે. ભવમાંહી. ટેક. કૃષ્ણ કૃપા વિના કોટી જનમ લગી, લાખચોરાશીમાં લટકેરે. ભવ માંહી. ૧ પાપ તણાં ફળ પામીશ પ્રાણી, જમડા તો કાપશે ઝટકેરે, ભવ માંહી. ૨ આ તનની ન કર લાંબી આશા, મોતી ફટકીયાં તો ફટકેરે. ભવ માંહી. ૩ બેલી નથી પ્રભુ વગર બીજો, જયારે શરીરની નાડિયો છટકેરે. ભવ માંહી. ૪ બાળ જુવાની વીતી થયો બુટ્ટો, નરહરિમાં મન ન ટકેરે. ભવ માંહી. ૬ વીર કહે પ્રભુ કૃષ્ણ વરી લે. પાપની ગાંઠડી પટકેરે. ભવ માંહી. ૭

જોતાં જોતાંમાં તન પડી જાશેરે, જોતાં જોતાંમાં તન પડી જાશે; જાશે જાશે જાશેરે. જોતાં જોતાંમાં. ટેક. જીભ ટુંકી થઈ ગભરાશે જીવડો, બેભાન થઈને બકાવશેરે. જોતાં જોતાંમાં. ૧ તેલ ખૂટયું એટલે જયમ તે પળે, બત્તી બળીને બૂઝાશેરે. જોતાં જોતાંમાં. ૨ પ્રાણ ગયા પછી તન ખાલી પડશે, ખોખું જનાવર ખાશેરે. જોતાં જોતાંમાં. ૩ જે સ્થળે મંગળ જુવતીયો ગાતી, પીટણી ત્યાંહી પીટાશેરે, જોતાં જોતાંમાં. ૪ સુરા પીનારાને જમના સિપાઇ, પારો ઉન્હો કરી પાશેરે. જોતાં જોતાંમાં. ૫

પા નાં ખાતાં ઉકેલી પૂછશે ઉત્તર શોરે અપાશેરે. જોતાં જોતાંમાં. ૬
દેહ છતે દાસ વીરનો વાલમ, સમરી લે સાસ ઉસાસેરે. જોતાં જોતાંમાં. ૭



( રાગ ધોળ. )

પાંચ તત્વનું બંધાણું પૂતળું, આણી પૃથ્વીરે વાયુ અગની આકાશ; ગંદી દેહ કેરો શો ગારબો. તેં તો પરણ્યું છે ત્રજના પાડનું, પણ રહેવાનીરે એક પળની ન આશ. ગંદી૦ ૧ લોહી મૂત્ર જીભે કહેતાં લાજીયે, એ બે વસ્તુનોરે આનો અગટ્યો છે પંડ; ગંદી૦ જેમ વિષ્ટાનું ભરીયુંરે જાજરૂ, ઉપર એઢાડ્યોરે કિનખાબનો ખંડ. ગંદી૦ ૨ મળ મૂત્ર પરૂ અને પાચના, ઉપર મઢાયુંરે વળી ચામડું આળુ; ગંદી૦ હાથ પગમાં તો હાલે છે હાડકાં, નથી ચંદનરે રૂપું કનક રૂપાળું. ગંદી૦ ૩ આંખે પીયા ને મુખમાં તો ઊલ છે, વળી નાકરે નિત્ય વહે છે લેંટ; ગંદી૦ નવ દ્વારમાં નરકની ખાણ છે, વળી ઘટમાંરે પાડ્યો આંતરડે વેંટ. ગંદી૦ ૪ ઘીનો ભરીયોરે ડબઘરી ગાડવો, નવ બગડ્યુંરે વીતીયા બાર માસ; ગંદી૦ પાંચે પકવાન ઉતાર્યાં પેટમાં, વીતી રજનીરે આવી વિષ્ટાની વાસ. ગંદી૦ ૫ કીડે બંધાણી શિરની ખોપરી, ભુંડા ભરીયારે વળી પેટમાં કરમ; ગંદી૦ આવા તનની બતાવીરે વાનગી, ઝાઝું કહેતાંરે જીભે આવે છે શરમ. ગંદી૦ ૬ ભલે માનો શરીર સોના સાવનું, મરો કૂટીરે નથી ખૂટીની બૂટી; ગંદી૦ રૂખિરાજનાં વાક્ય રોકડાં, ગાંઠે બાંધજોરે સંતો ન જાય છુટી. ગંદી૦ ૭



જોને જાતા રહ્યા જોડીયા, વળી વસીયારે તારા મિત્ર મસાણ; જીવડલા જાવું છે જાણજે. તાળી લેતો હશી તું તો તાનમાં; એના ઉડયારે એક પલકમાં પ્રાણ. જીવડલા. ૧ કામકાજે સ્હામા સ્હામી કહાવતા, હતી હૈયેરે એક એકની ઓથ; જીવડલા. અણ બોલ્યે ગયા એતો એકલા, લીધી લોકેરે એની શબશાને સાથ. જીવડલા. ૨ ઉંચાં ખરચ કરી મેળવી આબરૂ, એતો થઈ ગયારે જોને સ્વપ્નના સમાન; જીવડલા. નાત જાતમાં કાઢીતી નામના, એનો ઉપાડ્યારે જેમ પાકેલાં પાન. જીવડલા. ૩ પગ ધરતી ઉપર નવ ધારતા, પાઘ બાંધતારે વળી આંબળી આંટે; જીવડલા. વળી પુષ્પની સેજમાં પોઢતા, એનાં ઓઢિયાંરે જુઓ કાંટિયાં કાંટે. જીવડલા. ૪ મોટી હુંશે કરાવ્યાંતાં માળીયાં, માંહે જડીયારે વળી તકતા રૂપાળા; જીવડલા. એમાં વસતારે વાસ્યા મસાણિયા, માંહી માહાલ્યારે પછે કાગડા કાળા. જીવડલા. ૫ તન કંઈકનાં તાવે તજાવીયાં, પીડે લી-

ધારે વળી કંઇકના પ્રાણ; જીવડલા. કંઈકે પાછા થયા પરદેશમાં, વેરે ઉતાર્યારે વળી કંઈકને વહાણ. જીવડલા. ૬ બાજીગરના બનાવેલા બંગલા, સારા શોભેરે, પણ રહે પળ પાંચ; જીવડલા. રૂપિરાજ કહે તેડાં રામનાં, નવ છોડેરે એતો લીધે લાંચ. જીવડલા. ૭

કાયા માયા તો દેખીતી કારમી, પણ વણસંતારે કાંઇ લાગે ન વાર; પલકની આશા નહિ પંડની. સૂનાં સ્વપ્નામાં દોલત સાંપડી, જાગી જોતાંરે નવ દીઠી લગાર; પલકની આશા નહિ પંડની. ૧ વહાણે બેસીને ચાલ્યો વ્હેવારીયો, જાવું ધાર્યુંતુંરે એણે જાવે જરૂર; પલકની. મધ્ય દરિયામાં મ્હોંત ફરી વળ્યું, દેશ રહી ગયોરે પછે પોતાનો દૂર. પલકની. ૨ વરકન્યા બેઠાં એક બ્હેલમાં, નહોતો છુટયોરે કાંઇ કાંકણદોરો; પલકની. કર્યું ઉપરણી કેરૂં કાંટીયું, ચૂડો ફોડયો ત્યાંતો કન્યાએ કોરો. પલકની. ૩ રાજા દશરથે મંડપ રોપીયા, વહાણું વાતાંરે પુત્ર બેસશે પાટ; પલકની. રઘુનાથજી ચાલીયા રાનમાં, પછે પીતાએરે શોધી સ્વર્ગની વાટ. પલકની. ૪ રાજા સગરે જગન રચ્યો રૂડલો, લેવા ઈન્દ્રનીરે મોટી પદવી તો પેહેલી; પલકની. કાળ કોપ્યો કપીલજીને કારણે, સાઠ હજારરે સુત થઈ ગયા સેલી, પલકની. ૫ ઉતર્યાં પીઠી ચોળાવી ઉત્તરા, હૈયે હર્ખનારે મોટા અરણવ અડિયા; પલકની. જુગોજુગ જાણ્યું જીવશે જોડલું, અભેમન્યુજીરે તરત ચક્રાવે ચઢીયા. પલકની. ૬ જેવો પાણીમાં પરપોટો પ્રગટયો, એને વેરાતાં રે વાર વત્તી ન થાય; પલકની. રૂપિરાજ કે રંગ પતંગનો અઠવાડિયુંરે આવતાં ઉડી જાય. પલકની. ૭

નંદરાયે નાણું નવ ખંડનું, લીધું લોભમાંરે દીધું દરિયામાં દાટી; અંતે તો જાવું છે એકલું, જમ ઝડપીને લેઈ ગયા જીવને, પછે પંડનીરે મળી માટીમાં માટી. અંતે તો. ૧ માનધાતાને પરણીતી પૃથ્વી, કાળ કોપીનેરે તકે લેઈ ગયો તાણી; અંતે. લાખો દૈત સગા હતા લંકમાં, રાજા રાવણરે પીવા નવ રહ્યો પાણી. અંતે. ૨ ગણતાં નવ નીઠે ઘોડારમાં, પાણી પંથીયારે તુરી બંધાતા તાજા; અંતે. આખો દેશ પડયો મ્હેલી એકલા, ચટ ચાલીયારે રાજ છોડીને રાજા. અંતે. ૩ દશ ઘર વચ્ચે જનમિયો દીકરો, વાજાં વગડાવ્યાંરે ગાયાં મંગળ ગાણાં; અંતે. શાઠ વરસ જીવી પોતે ચાલીયો, સગાં સર્વેનાંરે દિલ ખૂબ દુભાણાં. અંતે. ૪ બસેં બારીવાળો એક બંગલો, ભાત ભાતનીરે માંહે સોનેરી શોભા; અંતે. પડયો મૂકીને ચાલીયો પ્રાણીયો, એના અંગનેરે ખપ આવીયા ઓભા. અંતે. ૫ પાર વિનાની પરણ્યો પ્રેમદા, મોટી મમતામાંરે હતો જીવ્યાનો

હેતુ; અંતે. હજારો હતા દાસ હજુરમાં, છોડી સર્વેનેરે ચાલીયો ચિત્રકેતુ. અંતે. ૬ પુન્ય પાપ લેઇ પરલોકમાં, જાતું જીવડારે એમાં નહિ મીનમેખ; અંતે. રૂષિરાજ કહે રટ રામને, બેલી બળવંતારે અંતે અકલ અલેખ. અંતે તો. ૭

( રાગ દાદરો. )

ચેતી લેરે જાવું છે ચાલી, જાવું છે ચાલી જાવું છે ચાલી. ચેતી. ટેક. ધીંગા ધોરી તાજા તારા તોરી, મમતા દાબમાં ખાલી. જાવું છે ચાલી. ૧ ન ગણે વેળા કે ન ગણે કવેળા, જમના દૂત જશે ઝાલી. જાવું છે. ૨ બાળે કેને જળમાં ઝીકે કેને, દાટે ઘોરમાં ઘાલી. જાવું છે. ૩ જાગ જોડિયા છેયાં અને છોડીયો, તિરીયા તજવી છે વહાલી. ૪ વડા વેપારી ભૂપાળને ભીખારી, હેંડી જાય છે હાલી, જાવું છે. ૫ મંદિર સોના કોઠાર અરે કેના, સંગ નાવે એક પાલી. જાવું છે. ૬ તારા કાજે રૂડી રૂષિરાજે, આહવી શીક્ષા આલી. જાવું છે. ૭

માની લેરે શિખાણ મારી, શિખામણ મારી શિખામણ મારી. માની. ટેક. સુપને સંપતી કરોડ રોજ કંપતી, જુવે જાગી તો ભિખારી, શિખામણ. ૧ વીજળીવાળું અલપ અજવાળું, ધન તન એ રીતે ધારી. શિખામણ. ૨ જાવું જો તે પડચાં મ્હેલી પોતે, હાથી ઘોડલા હજારી. શિખામણ. ૩ લુંટી લેશે કાઢો કાઢો કરશે, અંતે પ્રેમદા પ્યારી, શિખામણ. ધર્મ કેરી કારમી કચેરી ત્યાંહી શી ગતિ તારી. શિખામણ. ૫ ચારી રામની કરોડ વશા કામની, બીજી ચારી નરક બારી. શિખામણ; ૬ તારા કાજની રચના રૂષિરાજની, લેજે અંતરે ઉતારી. શિખામણ. ૭

થોડું જીવિત તું આળસુ થા માં, આળસુ થા માં તું આળસુ થા માં. થોડું. ટેક. ધારી કાનને નઠોર કહું આનને અવળે મારગે ભજામાં. તું આળસુ. ૧ દુર્લભ દેવને દેહ મળી છે તને, રટી લે રામજી રૂદામાં. તું આળસુ. ૨ વડી વધામણી આ મળ્યો છે ચિંતામણી, ખોઇને હવે ખોટ ખામાં. તું આળસુ. ૩ જાણી જોઇનેરે કામધેનુ દોહિને, પાજી કૂતરાંને પામાં. તું આળસુ. ૪ પ્રાણિ પાપી કલપ ઝાડ કાપી, રખે ચેતવે ચૂલામાં. તું આળસુ. ૫ વિજની જયોતિ પરોવી લેવું મોતી, દ્રષ્ટિ રાખ દેખવામાં. તું આળસુ. ૬ અંતર આણી રૂષિરાજની વાણી, જમને હાથ હવે જામાં. તું આળસુ. ૭

તારૂં શું છે તું જોને તપાસી, જોને તપાસી તું જોને તપાસી; તારૂં શું છે તું જોને તપાસી. ટેક. જાવું જાતે નહિ આવે સંગાથે, ઓરો ઓસરી અગાસી. તું જોને તપાસી. ૧ કુટી હુંણી લાવી ધખાવે ધુણી, જ્યારે નાડય જાય નાસી. તું જોને. ૨ વરૂ અધ્ધર ઘડાં શિયાળ ગિધ્ર કાગડા, તનને રહ્યાં છે તકાસી. તું જોને. ૩ પાયદળ પાલખી છડી ચામર સૂરજ-મુખી, સરવે સુપના વિલાસી. તું જોને. ૪ નગર નામથી ધરા ને દામ ધામથી, એક દીન થવું છે ઉદાસી. તું જોને. ૫ દેખત ભૂલી ફ્રોગટ મરે ફુલી, રે અજબ વાત આ શી. તું જોને. ૬ વેદની વાચા રૂષિરાજ કહે સાચા, વાહાલા વૈકુંઠવાસી. તું જોને. ૭

( પદ—રાગ ગરબી. )

માથે કોપી રહ્યા છે કાળરે, ઉંઘ તને કેમ આવે; પાણી પહેલી બાંધી લેને પાળરે, ઉંઘ તને કેમ આવે. ૧ નથી એક ઘડીનો નિરધારરે, ઉંઘ તને. આતો સુપના જેવો સંસારરે, ઉંઘ તને. ૨ અહ્યા એળે ખોયો અવ-તારરે, ઉંઘ તને. તારા માથે છે જમનો મારરે, ઉંઘ તને. ૩ તારા મનનું ધાર્યું થશે ધુળરે, ઉંઘ તને. ચાર તોલાં છે મણમાં ભૂલરે, ઉંઘ તને. ૪ ફરી આવ્યો છે ગર્ભમાં કોલરે, ઉંઘ તને. થોલ આવેલું થાય છે કથોલરે, ઉંઘ તને. ૫ જોતાં જોતાં આયુષ્ય ખૂટી જાયરે, ઉંઘ તને. તારા ડાહા-પણમાં લાગી લાહ્યરે, ઉંઘ તને. ૬ કાંઠે આવેલું બૂડશે ઝાઝરે, ઉંઘ તને. તારે કાજે કહે છે રૂષિરાજરે, ઉંઘ તને. ૭

આભડશેટમાં બૂડયું બધું અંગરે, સારૂં થાય શી રીતે; નથી નહાતો ગોદાવરી કે ગંગરે, સારૂં થાય શી રીતે. ૧ દેવમંદિરમાં નથી કર્યા દીપરે, સારૂં. નથી કરતો તું ટેલીયાની ટીપરે, સારૂં. ૨ નથી ચપટી કરાવ્યાનો ચાલરે, સારૂં. ખાવા તાકે મફતનો માલરે, સારૂં. ૩ દેવ દરશનનું નિત્ય નથી નેમરે, સારૂં. આખી પૃથ્વીનાં વ્હોરી લીધાં વ્હેમરે, સારૂં. ૪ નથી વાવરતો દેવની દસુંધરે, સારૂં. નથી વાવરતો વિપ્રની વિસુંધરે, સારૂં. ૫ નથી દીધાં તીરથમાં દાનરે, સારૂં. નથી આપ્યાં અતિથીને માનરે, સારૂં. ૬ નથી કરતો તું ખળાની ખેરાતરે, સારૂં. રૂષિરાજની ન રાખી રૂદે વાતરે, સારૂં. ૭



( પદ–રાગ પરજ. )

ગોથાં ખાધાં ભવમાં ઘણાંરે, થયો હાથે હેરાન; ચિંતાને ડુંગરે જઇ ચઢયો, હાંરે ભૂલ્યો પોતાનું ભાન, ભજન વિના મુવો ભાટકી. ૧ નાકકટાની ન્યાતમાંરે, ઘણે હરખે ઘુંચાય; એમાં તો નહિ મળે આબરૂ, હાંરે શીદ અવળો કિંજાય. ભજન વિના. ૨ કાયા દમીને કલેશ વ્હોરીયોરે, વિના સમજણ વિચાર; જાળવી જાણી ન જાતરા, હાંરે જ્ઞાન વિના ગમાર. ભજન. ૩ ઉંધે માથે ઝુલે એકલોરે, પોતે પૂજાવા કાજ; મનમાની વાધે માનતા, હાંરે એજ ફાવ્યો ઇલાજ. ભજન. ૪ નાગા ફરે કંઈક નાગડારે, વળી વસ્તીમાં વાસ; તપસીની બંધાણી ટોળીયો, હાંરે ભુંડી અંતરમાં આશ. ભજન. ૫ જાળવે ઝીણાં જીવડાંરે, જાણે કરીયે કલ્યાણ; તાકે માણસનાં તુંમલાં, હાંરે પાપી પળમાં લે પ્રાણ. ભજન. ૬ વાડે પુરાણાં વેવલાંરે, બીજો જાણે નહિ બોધ; રચના સુણી રૂષિરાજની, હાંરે કરે અંતરમાં શોધ. ભજન. ૭

---

મતમાં ઘુંચાણાં મૂરખાંરે, જેવી પંખીની જાળ; ઓઢીને રાખે અભાગીયા, હાંરે ચેલા કરવા ચંડાળ, બૂડયાં ચોરાશીમાં બાપડાં. ૧ નીકળે તો દીજીયે નુંતરૂંરે, ભાવ ભક્તિ ભોજન્ન; વિચાર વાડીમાં વધામણાં, હાંરે પ્રભુ થાશે પ્રસન્ન. બૂડયાં. ૨ તૃષ્ણાના તોરમાં તુટી મરેરે, વળે જરીયે ન જંપ; ધંધો કરીને ઢળી પડે, હાંરે સંત સાથે નહિ સંપ. બૂડયાં. ૩ ગળાં રેંશીને ઘાણું કરેરે, નવ ખરચે ન ખાય; પાપનો લઇને પોટલો, હાંરે અંતે એકીલો જાય. બૂડયાં. ૪ પટલાઈ ડહોળવા પાપીયારે, ઉંધું બોલે અજાણ; લાંચો ખાવા લાલચુ, હાંરે બાંધ્યા પડપંચે પ્રાણ બૂડયાં. ૫ હરી ભજન કયારે વ્હોરીયેરે, કહે છે નથી નવરાઇ; રખડવા સુંઢે રાવણે, હાંરે આખી ઉમ્મર ગમાઈ. બૂડયાં. ૬ ઠઠ્ઠાબાજીમાં ઠઠ્ઠા ઉચારે, બોલે મ્હેંકેલા બોલ; રીઝે વાલ્યમ રૂષિરાજ કહે, હાંરે તેનો બાંધ્યો નહિ તોલ. બૂડયાં. ૭

---

ઉંચે કુળે જીવ અવતર્યોરે, કર્યાં નીચેરાં કામ; લપટાણો ખૂબ લોભમાં, હાંરે દહાડી જંખે છે દામ. ભૂલ્યો પડયો ભવજાળમાં. ૧ કુટુંબના કાંટા કારમારે, ભેદ્યાં સુંસરાં શરીર; આબરૂને ડુંગરે આથડે, હાંરે શોક અચકી છે શીર. ભૂલો પડયો. ૨ વડાલાં વરૂ વીંટી વળ્યાંરે, નથી નાઠાનો લાગ; ખુંચે ખુમારશના કાંકરા, હાંરે તોએ નાવે વૈરાગ. ભૂલો પડયો. ૩ કપટી ગુરૂ મળ્યા કાગડારે, આંખો ફોડયાની આશ; દશમોડયો ડાહાપણને બાંડુવે, હાંરે ઉંચું ભાળે આકાશ. ભૂલો પડયો. ૪ આડું જોઇને

થાય આકળોરે, ઘણે દુઃખે ગભરાય; ધંધા વંટોળની ધૂળમાં, હાંરે આંખો મીંચી અથડાય. ભૂલો પડયો. ૫ તૃષ્ણા આંતરડીયો કળકળેરે, પાડે ભૂખે પોકાર; પાપની ખાડમાં જઈ પડયો, હાંરે કુણ ખમા કહેનાર. ભૂલો પડયો. ૬ મારગ બતાવે કોઇ મહાત્મારે, તેનું માને નહિ વેણ; રસ્તે ચઢાવે રૂષિરાજ તો, હાંરે સ્હામાં ચઢાવે નેણ. ભૂલો પડયો. ૭

પોથી લઇને બેઠા પેટનીરે, નથી ભક્તિમાં ભાવ; વ્હેમ ભરાણો વાંચતાં, હાંરે દામ ઉપર છે દાવ. નહિ સરે કામ એમાં કોઈનું. ૧ આંધળી દળેને ખાય કૂતરૂંરે, ન રહે થાળામાં લોટ; હોકા પીયેને હુંકારા ધરે, હાંરે થાય કર્મ તણો કોટ. નહીં. ૨ પરિક્ષીત સાત દહાડે પહોંચીયારે, હરિ ચરણે હજુર; સિત્તેર વીતી ગયાં સુણતાં, હાંરે દોષ કીધા નહિ દૂર. નહીં. ૩ લોભી લંપટ ભટ લાલચુરે, એવો આપે ઉપદેશ; કરતા હોય સો કીજીયે, હાંરે માયા પીએ હમેશ. નહી. ૪ કાકો અજમેર ગયા કાગળેરે; ફેરી વાંચનારે કાણ; ગીતાનો અર્થ એવો ગોઠવે, હાંરે જીવ પામરની જાણ. નહીં. ૫ પાપી શ્રોતા હતા પહેલથીરે, ભુંડો સમજાણો ભેદ; વાંદરનો ઘા થયો વાતમાં, હાંરે ત્રાસ પામ્યા છે વેદ. નહીં. ૬ ગોપીયોના રાસ ગાઈ ગાઇનેરે, ઉર પેઠા અવગુણ; રહોડાં થયાં રૂષિરાજ કહે, હાંરે હવે કહ્યું કરે કુણ. નહીં. ૭

( પદ—રાગ પરજ. )

માયામાં મનડું મોહ્યુંરે, પામર પ્રાણી; પ્રભુ માંહે ચિત્ત ન પ્રોયુંરે, પામર પ્રાણી. ટેક. જીવલડા ઊંધે માથે તું દશ મહિના રહ્યો, દહાડા હવે ભૂલ્યોરે. પામર. ૧ જોને હયા તું તો બળતો તો જઠરાગ્નિ ઝાળે, ઉગાર્યો દીનદયાળેરે. પામર. ૨ કરડતા તારી કાયાને કૃમીયા ને કીડા, પસ્તાતો પામી પીડારે. પામર. ૩ ખાટું ને ખારૂં તીખું જનેતા તારી ખાતી, તે થકી બળતા થાતીરે. પામર. મુંઝાતો મૂરખ આળા તે ચાંમડાની માંહી, ત્રીકમજી બેલી ત્યાંહીરે. પામર. ૫ ગોઝારા તેં તો મળ ને મૂતરમાં ખાધાં ગોથાં, પૂછાવી જોને પોથાંરે. પામર. ૬ સંભાર્યા સાતે મહિને રૂષિરાજ કહે છે સ્વામી, અલબેલો અંતરજામીરે. પામર. ૭

( ગર્ભની સ્તુતિ વિષે. )

વ્હાલીડા ચઢજયો વ્હારેરે, બલવંત બેલી; કપાશે બંધન ક્યારેરે બળવંત બેલી. ટેક. વાહાલાજી મારા નથી આ વેળે કોઇ મારૂં, છે શરણું એક તમારૂંરે. બળવંત. ૧ વાહાલાજી મારા વડાઈ આપની વિચારો,

અપરાધ ન જોશો મારોરે. બળવંત ૨ વાહાલાજી મારા સગપણ તમારૂં એક સાચું, બીજું તો સરવે કાચુંરે. બળવંત. ૩ વાહાલાજી મારા પિતા તમે ને તમે મા[illegible]ા, ભુધરજી મારા ભ્રાતારે. બળવંત. ૪ વાહાલાજી મારા તમે છો દીન કેરા બંધુ, શામળિયા ગુણના સિંધુરે. બળવંત. ૫ વાહાલાજી મારા નબળી વખતના છો નાણું, જગ સરવે મિથ્યા જાણુંરે. બળવંત. ૬ શરણાગત કેરી સંભાળ સ્વામી છો લેનારા, રૂપિરાજ હૃદે રહેનારારે. બળવંત. ૭



ભુધર હું તમને ભુલ્યોરે, ભટકું છું ભવમાં; એ માટે દુઃખમાં ડુલ્યોરે, ભટકું છું ભવમાં. ટેક. સ્થાવરના ભવમાં જીવન હું ઝાડ થઈ થપાણો, કોહોવાડે ત્યાંહી કપાણોરે. ભટકું છું. ૧ જનાવર કેરા જનમે ન સુખની વેળા જાણી, પામ્યો નહિ વખતે પાણીરે. ભટકું છું. ૨ લાખો ફેરા મેં અજના અવતાર વહાલા લીધા, ત્યાં દૈત્યે ઝટકા દીધારે. ભટકું છું. ૩ ભોરંગના ભવમાં ચરણો વિના હું પેટે ચાલ્યો, ત્યાં સાણસડેથી ઝાલ્યોરે. ભટકું છું. ૪ કુતરાની કાયા પામીને વીણી ખાધા કડકા, ત્યાં ભૂખના વેઠયા ભડકારે. ભટકું છું ૫ અવતાર ખરરે ઊંટોના કેટલાક કાઢયા, અણુ તોળ્યા ભાર ઉપાડયારે. ભટકું છું. ૬ રૂપિરાજ સાચા સ્વામી હવે તો શરણે રાખો, લેઇ જનમ ચૂક્યો છું લાખોરે. ભટકું. ૭

સાંભળજો સગા સાચારે, અલબેલા અરજી, વ્રથા નહીં બોલું વાચારે,



અલબેલા અરજી. ટેક. નરકની પીડા અઠયાવી કુંડમાં મેં ન્યાળી, ગર્ભવાસે તો હદ વાળીરે. અલબેલા૦ ૧ મટાડો મહેરબાની કરીને સંકટ મારૂં, વહાલા નહીં ગુણ વીસારૂંરે. અલબેલા૦ ૨ કથા તમારી કાન્હા હું સાંભળીશ કરણે, તીર્થાટણ ચાહિશ ચરણેરે. અલબેલા૦ ૩ નારાયણ તમને નેહેથી નીરખીશ નેણે, વળિ કીરતન ગાઇશ વેણેરે. અલબેલા૦ ૪ સ્વામી તમારા હરિજનની કરીશ હાથે સેવા, શિર નામિશ હું સુર દેવારે. અલબેલા૦ ૫ તથાપિ ત્રિકમ નાવે પતીજ મારી તમને, તો જમાન આપું જમનેરે. અલબેલા૦ ૬ ભગવતનું અરજી સુણી રૂપિરાજ કહે દિલ ભેટયું, સંકટ પ્રાણીનું છેદયુંરે. અલબેલા૦ ૭

---

વીસાર્યા તેં વનમાળીરે, જીવલડા જુઠા; ભરમાણો માયા ભાળીરે, જીવડલા જુઠા. ટેક. આવ્યો છે તું આ દુનિયામાં દેહ ઈંદ્રી દમવા, કયમ રસ્તે લાગ્યો રમવારે. જીવડલા૦ ૧ આવ્યો છે તું તો ભક્તાના ભેદ સરવે ભાળવા, કયમ ગણીત બેઠો ગણવારે. જીવડલા૦ ૨ આવ્યો છે તું તો

ચતુરભુજને રસ્તે ચઢવા, કયમ પાછો લાગ્યો પડવારે. જીવડલા૦ ૩ આવ્યો છે તું તો જમડાની આપીને જમાની, એ ભૂલ્યો કેમ અજ્ઞાનીરે. જીવડલા૦ ૪ આવ્યો છે તું તો ગુણરે ગોવિંદના ગાવા, કયમ લાગ્યો મોહ મચાવારે. જીવડલા૦ ૫ આવ્યો છે તું તો બદરીપતીનું ધરવા ધ્યાનું, કયમ છળ આદરિયું છાનુંરે. જીવડલા૦ આવ્યો છે તું રઘુવરને રૂષિરાજ કહે રીઝાવા કયમ જોયું જમપુર જાવારે. જીવડલા૦ ૭

---

જતી રહેશે કાલ જવાનીરે, છાકે છે શાથી; દિલડાની ટાળ દિવાનીરે છાકે છે શાથી. ટેક. શોભીનો તેં તો માન્યો છે દેહ તારો સાચો, છે કાયા ઘડુલો કાચોરે૦ ૧ મનસૂબો તેં તો ધાર્યો છે દેહ માટે મોટો, છે પાણીનો પરપોટોરે, છાકેછે૦ ૨ કોઈ દહાડો તેં તો પડવાની ધારી નથી કાયા, પણ વાદળની છે છાયારે. છાકેછે૦ ૩ ટળિ જાશે જોતાં જોતાંમાં દેહ પ્રાણી તારો, જેમ વિજળીનો ઝબકારોરે. છાકેછે૦ ૪ જોને લ્યા સૂતા શમશાને કંઈક તારા જેવા, નવ કોઈ રહ્યા સુખ લેવારે. છાકેછે૦ ૫ હજારો ઉપર હુકમ ચલાવતા હાકમડા, પણ ઝડપી ચાલ્યા જમડારે. છાકેછે૦ ૬ રસનાયે જીવડા રટરે રૂષિરાજ કહે છે રસિયો, જે વિશ્વ સકળમાં વસિયોરે છાકેછે૦ ૭

---

માને છે મારૂં મારૂંરે, જાગીને જોને; તલભાર નથી કાંઇ તારૂંરે, જાગીને જોને. ટેક. માણક ને મોતી કેરી દુકાનો જેણે માંડી, હીંડયા લેઇ ફુટી હાંડીરે. જાગીને જોને૦ ૧ ભંડાર ધનના ભરિયા ભૂપાળે બજવી ભાલા, પણ ચાલ્યા ઠાલામાલારે. જાગીને૦ ૨ કીરતિયો જેનાં નાણાંની સંભળાતી કાને, તે સૂતા જઇ શમશાનેરે. જાગીને. ૩ સંચરતા હાથી ઘોડા હજારો જેની સાથે, તે હીંડયા ખાલી હાથેરે. જાગીને૦ ૩ સંસાર સરવે દેખીને ડરતો જેની શેહેમાં, તે ચોટયા જઇને ચેહેમાંરે. જાગીને૦ ૫ કીધાં હોય હાથે કરીને દાન પુન્ય કોડે, તે જાય જીવની જોડેરે. જાગીને૦ ૬ રૂષિરાજ કહે હૃદયમાં રહેનારા જેથી રીઝે, કામો તો એવાં કીજેરે. જાગીને૦ ૭

---

નારાયણ નર નારાયણરે, જીભેથી જપને; પ્રાણી થા હરિ પારાયણરે, જીભેથી જપને. ટેક. પહેલેથી મ્હોતે ચેતવવા મોકલ્યાં છે પળિયાં, વળિ ગાતર સરવે ગળિયાંરે; જીભેથી૦ ૧ કેડયોમાં વસિયું કળતર ને પગનું બળ પરવાર્યું, હાથોનું જોરજ હાર્યુંરે. જીભેથી૦ ૨ વંઠી ગયાં વેણાં નેણાંનું તેજ માંડયું ટળવા, બળ સરવે લાગ્યું બળવારે; જીભેથી. ૩ લાખે-

શ્રીની પદવી તાકે છે હજી લેવા, જવ નહિ વધે વડ જેવારે; જીભેથી૦ ૪ અવતાર પાછો માણુસનો આવશે નહિ આવો, પછે થશે પસ્તાવોરે; જીભેથી૦ ૫ પરનારી લેને પ્રાણી શાં સુખથી સુવે છે, જમડા તો વાટ જુવેછેરે; જીભેથી૦ ૬ રૂપિરાજ કેરી રચના તું અંતરમાં ઉતારે, માં જીતી બાજી હારેરે. જીભેથી૦ ૭

( કાળના ભય વિષે—રાગ ગરબી. )

જીવડલા આજ કે કાલ જાવું, ઉડી જાશે રાખ થઈ તન આવું; જીવડલા ટેક. પડયાં જાળે પંખી તે પકડાશે, કમળ ખીલ્યાં તેતો ખચિત કરમાશે; જનમિયા તે તો જરૂર મરી જાશે જીવડલા૦૧ ગયા જોરે ગાદિપતિ ગાદી ગોથાં, પડયાં મૂકી ચાલીયા પંડિત પોથાં; થયાં પછી થોરે સડી સડી થોથાં જીવડલા૦ ૨ ખમા ખમા કહેવાતાં પડતાં આખડતા, ચતુરંગી જેને પુંઠે દળ ચઢતાં; જુઓ એનાં નામ હવે નથી જડતાં. જીવડલા૦ ૩ ગુણીજન જેની આગળ નિત્ય ગાતા, વળી દેશ વિદેશમાં વખણાતા, તે તો ગયા કાળને પૂરે તણાતા. જીવડલા૦ ૪ નવા નવા પોશાક પહેરી નિકળતા, મ્હોટા મ્હોટા મહિપતિને જઈ મળતા; બહુ એવા બાળ્યા મસાણમાં બળતા. જીવડલા૦ ૫ કુલો કાનેલટકાવી ફાંકડા ફરતા, ધમક ધમ ધરતી ઉપર પગ ધરતા; દીઠા એ તો નજરે ઠાઠડિયોમાં ઠરતા. જીવડલા૦ ૬ જેને ઘેર ગડગડ ત્રંબાળુ ગાજે, વળી વાજાં છત્રીશ વેગમાં વાજે; રાજા એવા જળતા જોયા રૂપરાજે. જીવડલા૦ ૭

રે મનડા માન સાચું છે મરવું, ખીલ્યાં પાંદડાં એને નહીં મટે ખરવુંરે. મનડા ટેક. પડયા ચહેમાં કઇક તો વરસ પચીશે, વળી કેટલાક તો વહિ ગયા વીશે; ત્રિયા મ્હેલી ટળવળતી કોઇયે ત્રીશેરે. મનડા૦ ૧ ખુટે કાળે કેક અગાશીથાં ખસિયા, રહ્યા ખપી પરદેશમાં કેંક રસિયા, દીઠા કઇક દેહોત વિષહરે ડસિયારે. મનડા૦ ૨ બાળાવયમાં શોધી લીધાં કંઇક બળિયે, ફર્યાં જાણે વાંદર ચોળાની ફળિયે, કહાડી નાંખ્યા કઇકના વંશ કોગળિયેરે. મનડા૦ બળી ગયા ભૂમિ વિષે કંઇક ભોગી, ઉડી ગયા કંઇક તારી આગે ઉદ્યોગી; જતા રહ્યા જાણુ દિગંબર જોગીરે. મનડા૦ ૪ નિચું કરી કાંધ ન કોઇને નમતા, મહા અભિમાન અને અતિ મમતા, બાળ્યા એના શમશાને કાગડા ભમતારે. મનડા૦ ૫ લખેશરી ક્રોડપતી કંઈક લોકો, હતો જેના હાથમાં હેમનો હોકો, પડી ગઈ એવાની ઓચીંતી પોકોરે. મનડા૦ ૬ સહી ન્હોય સપનાની દોલત સાચી, કાયા માયા એજ રીતે જાણુ કાચી, રખે રૂપિરાજ કહે રાચીરે. મનડા૦ ૭

( પદ, રાગ ધોળ. )

માયા માયા કરતો મૂરખ, ઠામ ઠરી નવ બેઠોરે; સંતસભામાં સ્નેહ ન રાખ્યું, પાપસભામાં પેઠોરે. ૧ અલપ જીવનની આશા લંબી કૈતક આતે કેવુંરે: ફાંસી દેતાં ચડયું ફુલેકું, આ જગનું સુખ એવુંરે. ૨ તરવાર ઉપર મધનું ટીપું, જીભડી જુદી થાશેરે; વરણાગીમાં વાંકો ચાલે, જમડા ઝાલી જાશેરે. ૩ કીડા વળુદું કૂતરૂં દોડે, જંપે નહિ તે જરિયેરે; વિષય વળુદો વળખાં વીણે, ડુબ્યો દુઃખને દરિયેરે. ૪ કલાલ કેરા ઘરનો ઉંદર, દારૂ પીને ડોલેરે; ઝડપ કરીને મનિયે ઝાલ્યો, ફાડી કાળજ ફોલેરે. ૫ ભાદરવાનો મંડો તે તો, વિલાઇ જાશે વહેલોરે; ધન જોબનના ધમધમાટમાં, ગરવ કરે તે ઘેલોરે. ૬ ખારા રણમાં ખૂટલ પ્રાણી, મૃગજળ દેખી મોહ્યોરે; રૂષિરાજની શીખ ન રાખી, અજગળ આંચળ દોહ્યોરે. ૭

માથા ઉપર મ્હોત ભમે છે, પડાક પકડી જાશેરે; મનનાં ધારયાં, મનમાં રહેશે, અવળા પડશે આશેરે. ૧ કયાંથી આવ્યો કયાંય જવાનો તપાસ કરને તેનોરે; શોધી કાઢને સદગુરૂ જોશી, ઉકેલ પાડે એનોરે. ૨ સોમણ તેલે સૂઝ પડે નહિ, વણ દીવે અંધારૂં; જ્ઞાન વિના બહુ ગોથાં ખાધાં વળગ્યાં હું ને મારૂંરે ૩ ડહાપણ બધા જગતનું ડહોળ્યું, નજર નિર્મળી નાવીરે; વાટે ઘાટે વઢતો હંડયો, ફોગટ ફજેતી ફાવીરે. ૪ અખોરિયાને સૂગ ન આવે, ભટકે ભુંડે ઠામરે; વંઠલ જીવને વિચાર નાવે, કરતાં કાળું કામરે. ૫ શ્વાન પૂંછડી સોયે વરસે કાઢી તોયે વાંકીરે; ટીલું કરતાં ત્રેપન વીત્યાં, ભુંડી વાણી ભાખીરે. ૬ કાશી જાત્રા કરી કાગડે, વિષ્ટા રહી ગઈ વ્હાલીરે; રૂષિરાજની શીખ ન રાખી, ખોયો મનખો ખાલીરે.

અનંત જનમનું અજ્ઞાન વળગ્યું, દેખ્યા દુઃખના દહાડારે: સુપને સાચા સદગુરૂ ન મળ્યા, વંઠેલ મળિયા વાડારે. ૧ એ માટે આથડે અભાગી, ચોરાશીને ચાકેરે; અશુભ કરમનો પાર ન આવ્યો, છળમાં હજીયે છાકરે. ૨ કોક પુન્યના જોગે કરીને, નરતન મળિયું નાવરે; ખેવટીને ખોળી જુવે તો, લાખેણો છે લ્હાવરે. ૩ રસ્તે જાતાં રતનચિંતામણ, મળિયું જેને માણીરે; ભીખારણ થઇ સ્વપ્ને ભોગી, રાજા કેરી રાણીરે. ૪ જાગી જુવે તો ઝુંપડી દીઠી, ઓઝલ ન મળે એકરે; મનખા ટાણું મટી જશે તો, દુઃખના દરીયા દેખેરે. અક્કરમીને અમૃત લાધ્યું પીતાં આળસ આણીરે, ઢળી ગયું ને રૂવે ધ્રુશકે કામ થયું ધૂળધાણીરે. ૬ આ ભવ હારે એ તો એવો, ભાગ્ય વિના મરાળરે; રૂષિરાજ કહે ચેતીને રહેને, કોપી રહ્યો છે કાળરે. ૭

ખટ ભોજનની ખેપ કરીને, ગોધે એંચી ઘાણીરે; સુગુરૂ વિનાનું સાધન શિખ્યો, પત્થર ઉપર પાણીરે. ૧ દમડા માટે દેશ વિદેશે, ચંતા લઇને ચાલેરે; ઊંટ હોકની આશા જેવી, શિયાળુ વાને સાલેરે. ૨ દિશા ભૂલીને અવળી દિશાએ, ધમ ધમ કરતો ધાયોરે: મનમાં જાણે મજલ કરૂં છું, દેખીતો છે ડાહ્યોરે. ૩ પરગામ જઇને છોલો પડીયો, પનોતી પગને પુણીરે; સદગુરૂ કેરા સંગ વગર તો, અક્કલ એવી ઉણીરે. ૪ સાધન કરતાં છયાશી વીત્યાં, સમજણ રહી ગઈ છેટેરે; અંતર દૃષ્ટિ જરા ન આવી, ભગવત ક્યાંથી ભેટેરે. ૫ ચતુરાઈમાં શીદને ચમકે સુગરી તુજથી સારીરે; મધનો પૂડો માખી બનાવે, જાળી જગથી ન્યારીરે. ૬ રામ ચરણમાં રઢ નવ લાગી, ફાંફાં માર્યાં ફોકરે; રૂષિરાજની શીખ રાખજે, સઆઇ જાશે શોકરે.

## ઈતિ પામરનું અંગ—પ્રથમ પ્રકરણ સમાપ્ત.

# અથ વિષયોનું અંગ.



પ્રકરણ ૨ જું.

( પદ રાગ—પરજ. )

હાંરે જોને જાગીરે જોને જાગી, હાંરે ઉઠ આળસ મ્હેલીને અભાગીરે; જોને જાગી. ટેક. હાંરે હલાં હલાં હલાં થાય જમના હકારાં, હાંરે માથે વાગે છે મ્હોતનાં નગારાંરે. જોને. ૧ હાંરે તું તો ખાટયો છે ખેતરને ખેડી, હાંરે હૈયાફુટયા ચાલી તારી હેડીરે. જોને. ૨ હાંરે તું તો નહાલ થયો મેળવીને નાણાં, હાંરે આજકાલ થતાં આવશે આણાંરે. જોને. ૩ હાંરે તું તો ફુલ્યો છે આબરૂની ફાળે, હાંરે એનો કબજો કીધેલ છે કાળેરે. જોને. ૪ હાંરે કૂડાં કર્મ કરી મેળવી કમાણી, હાંરે એ તો અંતે થવાની ધૂળધાણીરે. જોને. ૫ હાંરે શીદ હરખે છે કામ કરી હીણું, હાંરે ચેત તું તો છે કાળનું ચવાણુંરે. જોને. ૬ હાંરે રૂષિરાજ તણી રાખ કાંક રેહેણી, હાંરે કશી કામ નાવે એકલી કહેણીરે. જોને. ૭



હાંરે લોભ લાગ્યોરે, લોભ લાગ્યો; હાંરે તારે હાથે કરીને માર માગ્યો. લોભ લાગ્યો. ટેક. હાંરે દશ મળે તો પચીસ લેવા દોડે, હાંરે જુલમ કરી કરી દમડા જોડેરે. લોભ લાગ્યો. ૧ હાંરે મળે સેંકડું તો ચાહે આધી વાતો, હાંરે તારા ઘટમાં હજાર કેરી ઘાતોરે. લોભ લાગ્યો. ૨ હાંરે જોગજોગે હજારને ભાળે, હાંરે પછે લાખ તણી લાલચો ઉછાળેરે. લોભ લાગ્યો. ૩ હાંરે લાખ મળે તોયે નહિ વાળે લમણો, હાંરે બૂમ પાડી પાડી લોભ કરે બમણોરે. લોભ લાગ્યો. ૪ હાંરે ક્રોડપતિ થવા આદરે ઉધામા, હાંરે મોટા શાહુકાર આવે ઉઠી સ્હામારે. લોભ લાગ્યો. ૫ હાંરે પછે અ-રબ ખરબ તણી કરે આશા, હાંરે જ્ઞાન વિના તો ના મટે નિસાસારે. લોભ લાગ્યો. ૬ હાંરે રૂષિરાજ કહે લોભ રાગ મોટો, હાંરે ત્રણુલોક તણું રાજ તોએ ટોટોરે. લોભ લાગ્યો. ૭



હાંરે જીવ પાપીરે જીવ પાપી, હાંરે કુડી કલપના હજી નેં ન કાપીરે. જીવ પાપી. ટેક. હાંરે દોષ બુદ્ધિયે દેખે પરાઈ દારા, હાંરે તારી આંખ્યોમાં ઘાલને અંગારારે. જીવ પાપી. ૧ હાંરે તારા હીણી વાને કાન છે હઠીલા, હાંરે માગે અણીદાર ખેર તણા ખીલારે. જીવ પાપી. ૨ હાંરે લુંડ લબરી તો ગોળ જેવી લાગે, હાંરે તારીજી ભડી જરૂર ડામ માગેરે. જીવ પાપી. હાંરે ચિત્ત કરે ભાત ભાતના ચાળા, હાંરે કશું નહિ બને કર્મના કાળારે. જીવ પાપી. ૪ હાંરે હેરે હુંપદની નિત્ય બળે હોરી, હાંરે આખી ઉંમર તો રાખમાં રોળીરે. જીવ પાપી. ૫ હાંરે જુઠા બોલમાં ન વળ્યો જંપ જરીયે, હાંરે દોટ કાઢીને પડયો દુઃખ દરિયેરે. જીવ પાપી. ૬ હાંરે તારૂં મન ભૂત તણી પેરે ભટકે, હાંરે રૂષિરાજ તણા સંત જોઇ છટકેરે. જીવ પાપી. ૭



હાંરે લેને લ્હાવોરે લેને લ્હાવો, હાંરે હવે નહીં મળે ફરી યોગ આવોરે. લેને. ટેક. હાંરે કપટ મ્હેલીને કામકાજ કરીયેરે, હાંરે સાસ ઉસાસે શામળો સમરીયેરે. લેને. ૧ હાંરે સંત મેળાવો નીરખીયે સ્નેહે, હાંરે દોષ અડવા ન દીજીયે દેહેરે. લેને. ૨ હાંરે ચરણ પામ્યો છે ચાલ-વાને માટે, હાંરે તીરથ સંચરીયે ન રાવણાને સાટેરે. લેને. ૩ હાંરે લોક લાજ તજી રામ નામ લીજે, હાંરે પાત્ર પરખીને અન્નદાન દીજેરે. લેને. ૪ હાંરે તન તોડીને હરીગુણ ગાઇયે, હાંરે સાચા મારગમાં શીદને સંતા-ઇયેરે. લેને. ૫ હાંરે હરી અર્થ કરી લેને તારી માયા, હાંરે પડી રહેશે તે માણુસે પરાયારે. લેને. ૬ હાંરે રહેણી રહ્યા પછી કહેણી તો કથી જે, હાંરે રૂષિરાજ તણી રીતે રામ રીઝેરે. લેને. ૭

( રાગ ફાગ. )

ભજન વિના મૂરખ મરે ખડીરે. ભજન વિના. ટેક. કંઈક દિવસ કંકાસમાં કાઢયા, કંઈક દિવસ તને ઉંઘ નડીરે ભજન વિના. ભજન વિના મૂરખ. ૧ કંઈક દિવસ તો બાળપણે બગાડયા, જવાની તો દીવાની જેવી બગડીરે ભજન વિના. ભજન. ૨ કંઈક દિવસ વૃદ્ધાપણે બગાડયા, ગોવિંદને સમર્યા ન ઘડીરે ભજન વિના. ભજન. ૩ મુખમાં છળ કરમાં છળ કપટી, છાતી વચ્ચે દવોની સુધડીરે ભજન વિના. ભજન. ૪ કંઈક દિવસ ખોયા કજીયામાં, ચલમ કલમની કેફ ચઢીરે ભજન વિના. ભજન. ૫ આજકાલ કરતાંરે અધરમી, પંડ જશે પળ મહી પડીરે. ભજન વિના. ભજન. ૬ સાંભળ કહે રૂપિરાજ શિખામણ, જમડા બાંધી જશે જકડીરે ભજન વિના. ભજન. ૭

ભજન વિના અફળ જનમ તારોરે ભજન વિના. ટેક. દેવ વિનાનું શુનું જયમ દેવળ, પાણી વિના પનઘટ આરોરે; ભજન વિના. ભજન. ૧ માન વગર મેમાન જગતમાં, દાન વગર નહિ સારોરે; ભજન વિના. ભજન. ૨ દાન વિનાની કથા સુણવી જયમ, જ્ઞાન વિના ઘોઆરોરે; ભજન વિના. ભજન. ૩ પાણી વિના કદી પ્યાસ મટે નહિ, ડહોળ ભલે દરિયો ખારોરે; ભજન વિના, ભજન. ૪ પેટ અરથ બોલે શીદ પાપી, હરી અરથે કરચ હોકારોરે; ભજન વિના. ભજન. ૬ ચેત ચેત રૂપિરાજ કહે છે, વિઠ્ઠલ વરવાનો વારોરે; ભજન વિના. ભજન. ૭

( શ્રી રૂપિરાજ મહારાજના સંપ્રદાય વિષે—પદ, રાગ ગોડી. )

ચાલ હમારી ચાલો, હમારા હો ને ચાલ હમારી ચાલો. ટેક. છત્રીશ પાખંડ સર્વે તજીને, જુનો મારગ ઝાલો. હમારા. ૧ જે મારગે સનકાદિક સંચર્યા, પ્રેમ તણો પીને પ્યાલો. હમારા. જે મારગે સ્હામો આવે શામળિયો, નટવર નંદાજીનો લાલો. હમારા. ૩ જે મારગે પાંચ પાંડવ પરવર્યા, ઝાલી ભજનનો ભાલો. હમારા. ૪ જે મારગે કરે વીર વોળાવું, બળવંત લછમન બાલો. હમારા. ૫ જે મારગે હરી ભરપૂર ભાસે, ઠામ ન દીસે કોઇ ઠાલો. હમારા. ૬ જે મારગે રૂપિરાજ કે વાલમો વ્હાલાથી લાગશે વ્હાલો. હમારા. ૭

( રહેણી પાળવા વિષે )

રાખોને રીત હમારી, હમારા હો ને રાખોને રીત હમારી. ટેક. જાણી જોઇને કોઈ જીવ ન મારવો, કોની કરશો માં ચારી. હમારા. ૧ દારૂ માંસ

